॥ श्रीः ॥

“ श्रीवल्लभ तत्व. ”

॥ हरिः ॐ ॥

# “ तत्व विवेक ” नं. २.

## ॥ શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત રહસ્ય ॥

( ગુજરાતીમાં )

અનુવાદક. તથા છપાવી પ્રસિદ્ધ કરનાર
રંગપ્રસાદ શ્રીવૈષ્ણવ.
મું૦ રાધનપુર.

અમદાવાદ—પાંચકુવે “શ્રી સત્ય વિજય” પ્રીન્ટીંગ પ્રેસમાં
શા. સાંકલચંદ હરીલાલે—છાપી.

આવૃત્તિ ૧ લી. સને ૧૯૧૭
પ્રત. ૩૦૦ સં. ૧૯૭૩. મૂલ્યં યોગ્યતા.

॥ श्रीः ॥

"श्रीवल्लभ तत्व."

॥ हरिः ॐ ॥

# "तत्व विवेक" नं. २.

॥ શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત રહસ્ય ॥

( ગુજરાતીમાં )

અનુવાદક. રંગપ્રસાદ શ્રીવૈષ્ણવ.

મુ૦ રાધનપુર.

અમદાવાદ—પાંચકુવે "શ્રી સત્ય વિજય" પ્રીન્ટીંગ પ્રેસમાં

શા. સાંકલચંદ હરીલાલે—છાપી.

આવૃત્તિ ૧ લી. સને ૧૯૧૭

પ્રત. ૩૦૦ સં. ૧૯૭૩. મૂલ્યં યોગ્યતા.

श्री हरिः

# प्रस्तावना.

ચતુઃસંપ્રદાય શ્રી વૈષ્ણવ મહાસભાના કાર્યાલય તરફથી ભરતપુરથી આવેલી " ટેકસ્ટ બુક " ઉપરથી આ " તત્વ વિવેક " ( નિબંધ નં. ૨ ) યથામતિ ગુજરાત કાઠીયાવાડાદિક પ્રદેશના ગુજરાતી ભાષામાં સહેલાઇથી સમજી શકે તેવા વૈષ્ણવ ભાઇઓ સારૂ આ અનુવાદ ગુજરાતીમાં લખીને પ્રસિદ્ધ કર્યો છે તે સર્વ અધિકારી સજ્જનોના આદરને પાત્ર થાય એજ પ્રાર્થના.

| | |
|---|---|
| રાધનપુર. | દીન સેવક, |
| | રંગ પ્રસાદ શ્રીવૈષ્ણવના |
| સં. ૧૯૭૩ ના પોષ સુદ ૫ | " જય શ્યામ " |

---

નોટ. " द्वैत सिद्धान्त " हिंदीमां लेखक रंगप्रसाद ते " तत्वविवेक " નિબંધ નંબર ૧ સમઝવો. તે શ્રી ૧૦૦૮ શ્રીમત્પરમહંસ પરિવ્રાજકેત્યાદિ પદવી વિભૂષીત શ્રીતોતાદ્રી રામાનુજ સ્વામીની આજ્ઞાનુસાર મહાસભાના કાર્યાલયથી છપાઇને પ્રસિદ્ધ થતાં ત્યાંથી મળી શકે છે.

॥ श्रीः ॥ हरिः ॐ ॥

# ॥ शुद्धाद्वैत सिद्धान्त–रहस्य ॥

" वेदाः श्रीकृष्ण वाक्यानि–व्यास सूत्र तथैवच ।
समाधि भाषा व्यासस्य प्रमाणं तच्चतुष्टयम् ॥

( तत्वदीप. )

સંસારમાં સર્વેથી મોટું જો પરમ તત્વ કોઇ હોય તો તે ઇશ્વર છે. જે વિદ્યાદ્વારા તેનું જ્ઞાન મળે છે તેનું નામ તત્વ વિદ્યા છે. ઇશ્વર શું છે? તેનાથી નાના ઇતર તત્વ શું છે? તેનો વિચાર તે તત્વ વિવેક છે. અને તે વિચારનાર પુરુષને તત્વદર્શી કહીશું.

૧. તત્વ વેત્તાઓ અનેક થઇ ગયા. અનેક ભાષ્યકારો વેદાન્ત વિષયમાં થઇ ગયા. તેઓ માંહે તત્વદર્શી મહાપુરુષ વિદ્વાન્ શ્રીમદ્ વલ્લભાચાર્યજી મહારાજ પણ એક થઇ ગયા. તેમનો જન્મ સં. ૧૫૩૫ માં થયો કહેવાય છે. તેમણે પૂર્વભૂત દાર્શનીકોના મત અભિપ્રાયોની આલોચના કરી હતી અને પછી સ્વમત સિદ્ધાન્ત પ્રતિપાદીત કર્યો તે આ શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત છે. તેનું સક્ષેપમાં સ્વરૂપ કહેવાથી જીવ, ઇશ્વર, ને જગત્ વિષે તેઓશ્રીના વિચાર શું કેવા હતા? તેનું જ્ઞાન–ભાન થાય છે.

૨ શ્રીમદ્ વલ્લભાચાર્યજી મહારાજનો સિદ્ધાન્ત એ છે કે જડ જીવ સહિત આ સકળ સંસાર બ્રહ્મથી ઉત્પન્ન છે. અને તેમાંજ લીન થનાર છે. "यथोर्ण नाभिःसृजते" ઇત્યાદિ–પ્રમાણે જેમ કરોળીઓ સ્વમુખની લાળનું જાળુ રચી તે પર ક્રીડા કરે છે તે રીતે લીલા કરવાની મરજી થતાં બ્રહ્મ પણ આ બધા જગતને સૃજે છે. તેમાં રહેછે. વિચરે છે અને અંતમાં પોતામાંજ તેને લય કરી દેછે.

૩ શ્રીમદ્ વલ્લભાચાર્યજીના પણ તેજ શ્રીકૃષ્ણ દેવાધિ દેવ છે. જેને વેદ બ્રહ્મ નામથી, ને સ્મૃતિઓ પરમાત્મા કહીને ઓળખાવે છે. ભગવાન હરિ નામથી પુરાણોમાં જેની કથાઓ છે અને કેટલાંક ઉપનિષદેમાં શ્રીકૃષ્ણ નામે ગાન છે. અથર્વ વેદના પૂર્વ ગોપાલ તાપની ઉપનિષદમાં શ્રીકૃષ્ણ શબ્દ વિષે એમ ખુલાસો છે કે—

कृषि र्भूवाचकः शब्दो णश्चनिर्वृत्ति वाचकः ।
तयोरै क्यं परंब्रह्म कृष्ण इत्यभि धीयते ॥

કૃષ્ણ એટલે પરમ બ્રહ્મ પુરૂષોત્તમ પ્રભુ. "કૃ" સત્તા વાચક છે. "ણ" આનંદ વાચક છે એમ આ ઉક્ત શ્રુતિના આધાર ઉપરથી શ્રીમત્ શંકરાચાર્ય મહારાજે પણ વિષ્ણુ સહસ્ર નામની ટીકામાં પણ આવોજ અર્થ લઇ સચ્ચિદાનંદ નિત્ય વિષ્ણુ તે વાચક શ્રીકૃષ્ણ શબ્દ છે એમ કહ્યું છે સર્વથી મહાન સર્વોપરી સત્તાવાન પરમ બ્રહ્મ છે. તેજ અર્થમાં પરમાત્મા પરમેશ્વર સચ્ચિદાનંદ પ્રભુ ભગવાન હરિ વાસુદેવ નારાયણ શ્રીકૃષ્ણ નામો વ્યહવારમાં મોજૂદ છે

૪ શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તની સમઝણ સારૂ—તેનું સ્વરૂપ સમજવાને કહે છે કે—

## ब्रह्म.

निर्दोष पूर्णगुणविग्रह आत्म तंत्रो ।
निश्चेतनात्मक शरीर गुणैश्च हीनः ॥
आनंद मात्र करपाद मुखोदरादि ।
सर्वत्र च त्रिविध भेद विवर्जितात्मा ॥

બ્રહ્મ નિર્દોષ સંપૂર્ણ ગુણ યુક્ત, સ્વતંત્ર, જડ શરીરના ગુણોથી રહિત અર્થાત્ અપ્રાકૃત, કેવળ આનંદમય હાથ પગ મુખ ઉદર

આદિવાળા સર્વ વ્યાપી તથા ત્રિવિધ ભેદ વર્જીત અર્થાત્ જડ જીવ અંતર્યામીના ભેદથી રહિત આત્મા છે.

"अनंत मूर्ति मद् ब्रह्म कूटस्थं चलनेवच ।
विरुद्ध सर्व धर्माणा माश्रयं युक्तय गोचरम् " ॥

બ્રહ્મ અનંત મૂર્તિ છે. કૂટસ્થ છે. વિરૂદ્ધ ધર્મોનો આશ્રય છે. અને યુક્તિનો વિષય નથી.

"सर्वतः पाणि पादान्तं सर्व तोऽक्षिशिरो मुखम् ।
सर्वतः श्रुति मल्लोके सर्वमावृत्य तिष्ठति " ॥

બ્રહ્મને સર્વ તરફ હાથ પગ અને અન્ત છે. સર્વ તરફ આંખ મસ્તક મુખ છે. સર્વ તરફ કાન છે. અને તે સર્વને આવૃત કરીને સ્થીર છે.

"अनंत मूर्ति तद् ब्रह्म ह्यविभक्तं विभक्ति मत् "

તે બ્રહ્મ અનંત મૂર્તિ છે. વિભાગ રહિત છે. વિભાગવાળો પણ છે. ઇચ્છા માત્રથા પ્રકટ થાય છે તે કારણથી શ્વેતાશ્વતર ઉપનિષદમાં.

"एकोदेवः सर्व भूतेषु गूढः
सर्व व्यापी सर्व भूतान्तरात्मा ।
कर्मा ध्यक्षः सर्व भूताधि वासः
साक्षी चेता केवलो निर्गुणश्च " ॥

તે પરમેશ્વર એક—અદ્વિતીય—વિવિધ ક્રીડા કરનાર સર્વે પ્રાણીઓમાં ગુપ્ત છે. સર્વ વ્યાપક છે. સર્વ પ્રાણીયોના અન્તરાત્મા છે. કર્મોના અધ્યક્ષ નિયંતા છે સર્વે પ્રાણીયોને નિવાસ સ્થાન છે. સર્વનો સાક્ષી છે. ચેતન છે. કેવલ—નામ દેહ દેહી વિભાગ રહીત છે અને નિર્ગુણ છે અથાત્ સત્વરજ તમાદિ ગુણોથા હીન છે.

મુંડકોપનિષદ્‌માં—

"दिव्यो ह्यमूर्तः पुरुषः सबाह्याभ्यान्तरोह्यजः
अप्राणो ह्यमनां शुभ्रो ह्यक्षरात् परतः परः" ॥

દિવ્ય અમૂર્ત બાહ્યાભ્યાંતર સહિત—અજન્મા—અપ્રાણ અમન શુદ્ધ અને અક્ષરથી પણ પર પરમ પુરૂષ છે.

"आनंदरूप ममृतयद्विभाति" ઇ૦ થી પણ પરમ બ્રહ્મ અમૃત છે અને આનંદ રૂપ દેખાય છે.

ભગવાનને નિર્ગુણ કહ્યા એટલે કે त्रै गुण्य विषया वेदा निस्त्रै गुण्यो भवार्जुन " તે પ્રમાણેના સત્વ, રજ, તમો,—ગુણની સત્તા સર્વ પ્રાણી. પદાર્થ, ક્રિયાને, કર્મ પર છે. ભગવાનની માયા એક શક્તિ છે. સત્વાદિ ગુણ તેમાંથી પ્રકટે છે. તેનો પ્રભાવ પ્રભુપર લાગુ નથી થતો. માટે પ્રભુને નિર્ગુણ કહેવામાં આ તાત્પર્ય છે, ગુણહીન છે. એમ ભાવ નથી. અનંત કલ્યાણ ગુણ ગણ વિશિષ્ટ છે. દિવ્યો દેવો એક નારાયણઃ તે ગુણ માટે ધર્મ શબ્દથી વ્યહવાર કરીએ. સર્વ અનંત ગુણોનો સમાવેશ મૂખ્ય છ ગુણોમા છે તે ધર્મો આ છે. ઐશ્વર્ય. વીર્ય. યશ. શ્રી. જ્ઞાન. અને વૈરાગ્ય. એ રીતે પરમાત્મા સગુણ—સધર્મ છે. તે સાકાર—નિરાકાર વિષયીક વાદ પણ બુદ્ધિ ભ્રમ મૂળક છે. તે સર્વ શક્તિમાન છે. એટલે સ્વચ્છંદ ધારે તેવો આકાર ધરે છે તે પલટી અન્ય—એમ અનંત આકાર રૂપવાન બને છે. તે આનંદરૂપ છે, માટે આનંદ આકાર છે. ભગવાનનાં મન ક્રિયાદિ પ્રાકૃત કાંઇ નથી. માટે તે નિરાકાર છે. લૌકિક પદાર્થોના આકાર પેઠે તેનો કાંઇ નથી. પુરૂષ સુકતે "सहस्त्र शिर्षाः पुरुषः सहस्त्राक्षः सहस्त्र पात् सर्वतः पाणि पादान्त सर्वतोऽक्षि शिरो मुखम् " વિશેષ કહેવાને અમે મુદલ સમર્થ નથી.

# जीव.

## " ममै वांशो जीवः लोके " " अहं ब्रह्मा स्मि. "

તાત્પર્યાર્થ હું બ્રહ્મનો અંશ છું એમ લેવાતું જણાય છે.

શ્રીમાન્ શંકર સ્વામીજી જીવના દુઃખાદિ ધર્મો છોડે છે ને ઇશ્વરના સર્વજ્ઞત્વાદિ લક્ષણોનો ત્યાગ કરે છે. પછી **सोऽयं देवदत्तः॥** પેઠે જીવ બ્રહ્મની એકતા સિદ્ધ કરે છે શ્રીમાન્ વલ્લભાચાર્યજીએ આનો અંગીકાર નથી કર્યો. કારણ કે ભાગ ત્યાગ લક્ષણા શ્રુતિ સિદ્ધ નથી. પણ અંશાંશી ભાવ તેઓ માને છે. શ્રી ગીતા વચન લીધું કે **मम वांशो** જેમ અગ્નિમાંથી ઝીણા તણખાઓ નીકળી ઉડે છે તેમ.

જીવ આરાના અગ્ર ભાગ જેવો અર્થાત્ વાળના અગ્રના પણ $\frac{1}{100}$ જેવો છે. પણ ચેતન છે માટે તેનો પ્રકાશ બધા શરીરમાં પડે છે. પુષ્પ ગંધ પ્રસારની પેઠે તેમાં ભગવાનનો આવિર્ભાવ થાય, ત્યારે વ્યાપકત્વ તેનું થાય છે. તે વગર નહિ. આ વાત **निबंधमां** છે. **दीपवत् पुष्पगंधवत्** હોવા છતાં ભગવદ્ આવિર્ભાવથી **नित्यः सर्वगतः स्थाणुः** " તે **सर्वगतत्व** પ્રકટે છે. લોઢાનો ગોળો અગ્નીમાં તપાવ્યાથી તેમાં અગ્ની ધર્મ દાહકત્વ પ્રકટે છે. પણ તે અગ્નીનું છે. લોઢાનું નથી તેમ.

કેટલાક એમ માને છે કે જેવડું શરીર તેવડોજ જીવ. તેમ હોવા વગર બધા શરીરમાં ચેતનનો બોધ થાય નહીં. આ યુક્તિવાદ સાચો નથી. તેનાં કારણો એ છે કે–

૧ જો એમ હોય તો દેહના વૃદ્ધીક્ષયના ધર્મો તેમાં પણ પ્રકટે બલ્કે એકાદ અવયવહાની ભેગી તેટલા જીવના અંશની પણ હાની થાય એટલે અનિત્યત્વ ધર્મ આવે છે.

૨ શરીર નાશ ભેગો જીવનો પણ ચૂકતે નાશ.

આ વાત પ્રમાણે બનતું નથી. જીવ નિત્ય છે. માટે શરીર બરોબર તે નથી.

નૈયાયિકો કહે છે તેમ જીવ વ્યાપક નથી. જૂદા જૂદા દેહ ધારીઓ તો તો એક બીજા શું કરે છે તે વ્યાપકતાથી જાણી લઇ શકે. તેમ નથી. જીવો અજ્ઞ રહે છે. સર્વજ્ઞ બનેલા જણાતા નથી.

હા—સર્વજ્ઞત્વ સર્વગતત્વ આવે છે જીવમાં. પણ તે કયારે ? કહી ચૂકયા કે બ્રહ્મ સમ્બન્ધે કરીને; આનંદાંશ પ્રકટે છે ત્યારે, તેમાં કોટી બ્રહ્માંડની પ્રતીતિ થઈજ જાય છે અપરોક્ષ થાય છે, **ब्रह्मविद् ब्रह्मैव भवति**, બ્રહ્મવેત્તાને આ બ્રહ્મત્વ પ્રાપ્તી આનંદાશ અભિવ્યકત થયા ને લીધે છે. પરસ્પર વિરોધી ધર્મના આશ્રય થવું એ આનંદાંશનો ધર્મ. માટે તે કાળે વ્યાપકત્વ અને પરિચ્છેદકત્વ બંને ધર્મ સાથે સાથે રહે છે. સંસારથી નીકળી તે જીવ યાની બ્રહ્મવેત્તા શ્રી પુરૂષોત્તમ ચરણાર્વિંદમાંજ પોતાનું કલ્યાણ સાધતો રહે છે, તેનો અનુભવ વિલક્ષણ થઇ જાય છે. સંસારની આશ્ચર્યકારક કુંચી મળી જાતાં સર્વ કાંઇ સુજ્ઞાત થાય છે.

જીવ તેજોમય છે. તેનો ગુણ ચેતન હોવાથીજ પ્રકાશક છે. તે જ્યોતિ પ્રભુની છે. પંચ મહા ભૂતની નથી.

જીવને રૂપ આદિ નથી. માટે પ્રાકૃત ઇન્દ્રીયોથી ગ્રહણ થાતો નથી. તેમ બીજા પ્રકાશોથી પ્રકાશીત નથી. ઇન્દ્રીયોની ગતિ બહાર છે. માટે અંતરાત્માને દેખતી નથી પણ આત્મ દર્શનનાં સાધન આ છે.

૧ યોગ સિદ્ધ મન.

૨ જે દૃષ્ટિથી ભગવદ્ દર્શન થઇ શકે તે દૃષ્ટી બીજી છે,

૩ દિવ્ય જ્ઞાન દૃષ્ટિ

સજાતિય પદાર્થનુંજ ગ્રહણ થઇ શકે છે એ એક નિયમ છે. પ્રાકૃત ઇન્દ્રીયોથી પ્રાકૃત પદાર્થનો બોધ થાય છે. જીવ બ્રહ્માંશ હોવાથી તેને જોવા માટે પણ બ્રહ્માંશની અપેક્ષા છે, તે અંશ આનંદાંશ છે. ને નયનોમાં પ્રકટે છે ત્યારે નેત્રો ચિદાનંદને જોઇ શકે છે. મન યોગ બળથી સિદ્ધ થતાં તેમાં જ્ઞાનાંશ પ્રકટે છે. ત્યારે એ સ્થિતિમાં આવે છે કે આત્મ દર્શન કરી શકે છે. ભગવદીચ્છા એમ થાય કે સર્વે મને જૂએ, ત્યારે લોક દષ્ટીમાં જ્ઞાન છાઇ જાય છે. તે પ્રભાવથી ભગવાનની ઝાંખી પામે છે. એ રીતે ભક્તિયોગથી આનંદાંશ પ્રકટે છે તેથી જ્ઞાન પણ પ્રકટે છે એ રીતે ભગવદ્ દષ્ટી વાળાં કે જ્ઞાન દષ્ટી વાળા મનુષ્યો જીવને જોઈ શકે છે.

જલચંદ્રવત્ પ્રતિબિંબ વાદ યથાર્થ નથી. એમ શ્રીમદ્ વલ્લભાચાર્યજી મહારાજ સિદ્ધ કરે છે કારણ તે શ્રુતિ બ્રહ્મ પ્રતિપાદન કરનારી છે પ્રતિ બિંબમાં રૂપ અને સ્પર્શ વાળા પદાર્થનું રૂપ કે કૃતિ દેખાય છે પણ તેનો ધર્મ દેખાતો નથી. જીવમાં સત્ અને ચિત્ બંનેની હસ્તી છે. માત્ર સદંશના સ્ફુરણથી જીવને બ્રહ્માભાસરૂપ કહી શકાય છે. અને ચિદંશના કારણથી પ્રતિબિંબ એ રીતે બ્રહ્મત્વના કારણો સત્ ચિત્ આનંદ, ત્રણે અંશનાં સ્ફુરણ છે જીવનું રૂપ લૌકિક આભાસ કે પ્રતિબિંબ જેવું નથી. જીવ મિથ્યા નથી જો તેમ હોય તો જીવ પણ અવસ્તુ થાય. બ્રહ્મ ધર્મ રહીત જીવ બ્રહ્માભાસ છે. જેમ વિદ્યા હીન બ્રાહ્મણ બ્રાહ્મણાભાસ કહેવાય તેમ આભાસ પ્રતિબિંબ વ્યવસ્થા યોગ્ય છે કારણ કે પડદા માફક માયા આડી છે તેની પુઠે બ્રહ્મ છુપ્યો છે.

માયા વાદનો વિવેક આ રીતે કરવામાં આવે છે.

૧ માયામાં પડેલ ચૈતન્યનુ પ્રતિબિંબ ઇશ્વર છે તે માયા

પ્રદેશોમાં આવરણ વિક્ષેપની શક્તિ વાળી અવિદ્યામાં પડેલ ચૈતન્યનું પ્રતિબિંબ જીવ છે.

૨ ત્રિગુણાત્મકા પ્રકૃતિનાં બે રૂપ છે. અવિદ્યા અને માયા. રજો તમો ગુણથી પરાભવ નહીં પામેલી શુદ્ધ સત્વ પ્રધાન માયા છે. તેમાં પડેલ પ્રતિબિંબ ચૈતન્યનું તે ઈશ્વર અને રજ તમ ગુણથી પરાભવ પામેલ મલીન સત્વ પ્રધાન અવિદ્યામાં પડેલ પ્રતિબિંબ તે જીવ.

૩ માયા નામ મૂળ પ્રકૃતિનું છે. વિક્ષેપ શક્તિની પ્રધાનતાથી ચૈતન્યનો પ્રતિવાદ તે ઈશ્વર આવરણ શક્તિ પ્રધાન અવિદ્યા નામક પ્રકૃતિમાં પડતા પ્રતિબંબનું નામ જીવ–

(૪) અવિદ્યામાં પડેલ ચૈતન્યનું પ્રતિબંબ તે ઈશ્વર અને અંતઃકરણમાં પડેલનું નામ જીવ–

(૫) બ્રહ્માશ્રિત માયાધિકારમાં પડેલ ચૈતન્યનું પ્રતિબિંબ ઈશ્વર; માયા કલ્પિત અંતઃકરણમાં પડેલ તે જીવ–

(૬) જીવો પાધિ અંતઃકરણથી અવિછિન્ન ચૈતન્યબિંબરૂપ તે ઈશ્વર, ને અજ્ઞાનમાં પડેલ તેનું પ્રતિબિંબ તે જીવ છે.

આ છ રીતિ પૈકી કોઇ રીતે પ્રતિબિંબની સિદ્ધિ થઇ શકતી નથી તે ઉપર " તત્વ દીપ નિબન્ધ " માં સંપૂર્ણ ખુલાસો છે શ્રીમદ્ વલ્લભ કૃત ગ્રંથ ઉપર શ્રીપુરૂષોત્તમજીએ ટીકા લખી છે તેનું નામ " આવરણ ભંગ " છે. તેમાં જણાવેલાં કારણો ઉપરથી સહેજ સાજ અત્રે ટાંકીએ.

૧ જે લોક એમ સ્વીકારે છે કે આવરણ વિક્ષેપથી રહિત પ્રકૃતિમાં પ્રતિબિંબ પડે છે, તેમના મત મુજબજ ઈશ્વરની સિદ્ધિ સંપાદન થતી નથી. સ્ફટિકાદિ અતિ સ્વચ્છ વસ્તુમાં પ્રતિબિંબ પડતો નથી. કંઇક દૂર મલીન શક્તિ હોય તો પ્રતિબિંબ પડે આડાં ટેડાં ચશ્માં રાખીએ તો તેમાં પ્રતિબિંબ દેખાય " કારણું "

" બ્રહ્મ " છે. તે સૃષ્ટી પ્રારંભમાં આકાશાદિ તે કારણમાં વિદ્યમાન છે. વ્યક્ત નથી માટે બહાર અવકાશ નથી. એટલે દૂરત્વ નથી. માટે પ્રતિબિંબનો સંભવજ નથી. અવકાશ માનીએ તો ઈશ્વર ચૈતન્ય બેઉ પ્રાદેશિક થઈ જશે, મર્યાદીત થશે અને વ્યાપકતામાં બાધ આવશે. વળી तस्मा द्वा एत स्मादात्मन आकाश; संभूतः આ શ્રુતિથી વિરોધ આવે છે આ વરણાદિક શક્તિવાળી માયા પ્રદેશમાં જીવ પ્રતિબિંબ છે એમ ઠરી શકતું નથી. વચમાં આવરણ છે. તે આડો પડદો છે. માટે જીવ પ્રતિબિંબ થતો નથી. પડદો નથી એમ કહેવામાં જીવની અજ્ઞાન દશાને બાધ આવે છે.

(૨) બીજો વાદ પણ યોગ્ય નથી. માયા અને અવિદ્યા વ્યાપક છે. રજ અને તમથી તેથી બધે સ્થળે પરાભવ પામતી નથી અને ઢંકાઇ જાય છે. તે સ્થિતિમાં માયા કઇ ? ને અવિદ્યા કઇ ? તેનો નિશ્ચય થતો નથી. ને જ્યારે એમ છે ત્યારે પછી ઈશ્વર અને જીવ નો વિભાગ થતો નથી. જો માયાને અવિદ્યાને અવ્યાપક કહીએતો જીવ અને ઈશ્વરની વ્યાપકતામાં હરકત આવે છે માયા વ્યાપક હોય—બહારથી સર્વત્ર સ્વચ્છ હોય અને તેમાં રહેલી અવિદ્યા કંઇક મલીનતા વાળી સ્વચ્છ હોય—તોપણ વ્યાપકમાં પ્રતિ બિંબ દર્શન થતું નથી માટે ઈશ્વરની સિદ્ધિ ઠરતી નથી. તેમ બાહર રહેલ ચૈતન્યનું પણ પ્રતિબિંબ પડે નહીં. કારણ કે માયાના અંશ રજ તમથી અવિદ્યા મલીન છે માટે જીવની સિદ્ધ પણ થતી નથી. જો દૂરનો અવકાશ સ્વીકારીએં તો વ્યાપકતાની હાની થાય છે. માટે એ પક્ષ ઠીક નથી.

(૩) તજ કારણોથી ત્રીજા મતમાં પણ દોષ આવે છે.

(૪) ચોથો મત પણ ઠીક નથી. કારણ કે અવિદ્યા શુદ્ધ કહી છે. અંતઃકરણ શુદ્ધ છે. તેમાં પ્રતિ બિંબ ઉઠતું નથી. " સર્વ નિર્ણય" માં વિસ્તાર છે તે જોઇ લેવું.

(૫) પાંચમા મત પ્રમાણે હોયતો ઈશ્વરનો અસંભવ થાય છે ઉપાધિ રહીત હોય તેનું પ્રતિબિંબપડે છે. વચમાં માયાનો મોટો અંધકાર આવે છે અને બુદ્ધિ વાસનાનું વ્યવધાન હોય છે અવયવ આદિરૂપ કદાપિ કોઇ સ્વીકારે તો પછી માયાનો હેતુ ઉપસ્થિત રહેતો નથી. સ્વભાવવાદની આપત્તિ આ મત ઉપર આવી પડશે. પ્રતિબિંબની સિદ્ધિ સારૂ ચૈતન્ય સ્વભાવ એવો છે એમ સિદ્ધ કરવામાં ઉતરવું પડશે અને સ્વભાવ સિદ્ધિ સારૂ પ્રતિબિંબ સિદ્ધિની જરૂરત પડશે અને તેમાં અન્યોન્યાશ્રય દોષ આવે છે. માયા વગર અંતઃકરણની સ્થિતિ નથી. એટલે અંતઃકરણના પ્રતિબિંબમાં પણ તેજ દોષ આવે છે. ઇશ્વરનું પ્રતિબિંબ જીવ સિદ્ધ થતો નથી માયાને બહારથી સર્વત્ર સ્વચ્છ સ્વીકારીએં તો આવદ્યાને અંતઃકરણ ની મલીનતાનો અસંભવ ઉભો થાય છે. માયાનું શુદ્ધ સત્વ અને ભીતર અશુદ્ધ સત્વ એમ લઇએં અને તે અવિદ્યામાં રજો તમો ગુણ લઇએં તોપણ પ્રથમ પક્ષમાં કહેલો દોષ આવે છે—માટે જે લોક માયામાં પડેલ ચૈતન્યના પ્રતિબિંબને ઇશ્વર માને છે અને મલિનતા મય અવિદ્યામા—કે અંતઃકરણમાં પડેલા ઇશ્વરના પ્રતિબિંબને જીવ માને છે. તેમના મતથી પણ માયાના વ્યવધાનથી ઇશ્વરનું પ્રતિબિંબ જીવ છે એમ સિદ્ધ થતું નથી.

(૬) ઉપાધિ સંબંધથી જીવોપાધિ વિશિષ્ટ ઇશ્વરનું પ્રતિબિંબ અસંભવ છે અને તેનું પ્રતિબિંબ હોઇ પણ શકતું નથી. ઘટતુંજ નથી.

માયાવાદની સર્વ રીતિથી કોઇ રીતે પ્રતિબિંબ વાદ સિદ્ધ ઠરતો નથી—બીજાં દુષણો પણ ઉભાં થાય છે જે જેમાં વ્યાપક છે તેનું તેમાં પ્રતિબિંબ પડતું નથી બ્રહ્મ માયામાં વ્યાપક છે માટે તેમાં તેનું પ્રતિબિંબ પડે નહીં ઇશ્વર અંત;કરણમાં વ્યાપક માટે તેમાં

પણ તે પડે નહીં. પાણીમાં આકાશ કેમ દેખાય છે? એમ શંકા પડે તો ખુલાસો સ્પષ્ટ છે કે તે આકાશનું પ્રતિબિંબ નથી પણ પ્રભામંડળનું છે.

" **द्वासुपर्णा सयुजा सखायौ** " ૪૦ એક વૃક્ષમાં બે પક્ષી ભેગાં રહેનારાં અને સખા છે—તેમાં એક સ્વાદુ ફળ ચાખે છે. બીજું ચાખતું નથી. જોયા કરે છે. આ શ્રુતિ સિદ્ધ છે કે જીવ કર્મ ફળ ભોગવે છે. તેથી એમ કહીએ કે બિંબ મૌન છે અને પ્રતિબિંબને ક્રિયા હોય છે. પ્રત્યક્ષથી ઉલટું છે. પ્રતિબિંબની ક્રિયા બિંબાધીનજ હોય છે. વળી આ શ્રુતિમાં જીવ ઇશ્વરની સ્થિતિ એક જગોએ કહી છે. બિંબ પ્રતિબિંબવાદ માનીએ તો એક જગે સ્થિતિ સંભવે નહીં એકત્ર સ્થિતિ બિંબ અને પ્રતિ બિંબને હોયજ નહીં હૃદયમાં પણ બે ભેગા છે. **गुहांप्रविष्टावात्मानौ** " માટે પ્રતિબિંબવાદ સૂત્ર વિરૂદ્ધ છે.

ગીતાજી કહે છે કે " **ममौवांशोजीवलोके** "—તેને ઉત્પત્તિ સ્થિતિ ભોક્તૃત્વ છે. પ્રતિબિંબને "અંશ" કહેવાય નહી. બિંબની ગતિ કરતાં તેની ગતિમાં વિલક્ષણતા ઘટે નહીં અને બિંબના ભોગ જુદા ને તેના ભોગ જૂદા એમ ભોગ વિલક્ષણતાએ નહોય માટે આ વાદ ગીતાથી પણ વિરૂદ્ધ ઠરે છે.

પ્રતિબિંબ દૃશ્ય છે. જીવ અદૃશ્ય છે એમ આ વાદ માનતાં પણ અદૃશ્ય શ્રુતિનો વિરોધ આવે છે.

બ્રહ્મ વ્યાપક છે તેમ અવિદ્યાને પણ વ્યાપક કહી છે તેનો બેનો સંયોગાદિ સમ્બન્ધ નથી. સ્વરૂપ સંબંધ માનીએં તો સ્ફટિકમાં સ્ફટિકનું પ્રતિબિંબ પડવું જોઇએ. અને ઘટાવચ્છિન્ન આકાશમાં ઘટનો પ્રતિ બિંબ પડવો જોઈએ. કહી ચૂકયા કે જે જેમાં હોય

તેમાં તેનું પ્રતિ બિંબ પડતું નથી—માટે એમ સિદ્ધ થયું કે જે દેખાઇ શકાય છે એવાં અવ્યાપક પદાર્થજ પ્રતિબિંબિત હોય છે. બીજા નહિ.

તેજ ભ્રાંતિથી બ્રહ્મ અને અવિદ્યા બેઉને વ્યાપક માન્યાથી અવચ્છિન્નવાદ ઉભો થાય છે, પણ તે વાદ પણ શ્રુતિથી સુસંગતનથી.

" अंगुष्ठमात्रो रवितुल्यरुपः संकल्पा हंकार समन्वितोयः" (શ્વે૦ ઉ૦) જીવને સકલ્પ તથા અહંકારનો યોગ છે એમ કહ્યું. અવચ્છેદક કહેલ નથી. પ્રતિબિંબ ઉપાધિયુક્ત પણ કહેલ નથી.

ઘટયુક્ત ઘટાકાશ એમ પ્રયોગ થતો નથી. તેમજ દર્પણયુક્ત પ્રતિબિંબ એમ પણ કહેવાતું નથી પણ શ્રુતિમાં તો " જીવ " નામ છે. માટે અવછિન્નવાદ યોગ્ય નથી.

જીવ જો પ્રતિબિંબ હોય તો તેના સ્વરુપનો નાશ તે મુક્તિ થઇ પડશે. ને શરીર સ્થિતિમાં જીવન્ મુક્તિનો અભાવ થશે. " जीवहानिस्तदा मुक्ति जीर्वन्मुक्ति र्विरुद्धयते "। અવિદ્યામાં પ્રતિબિંબ એમ માનતાં પણ એજ વિરોધ આવે છે " लिंगस्य विद्यमानत्वाद विद्याया त तोऽपिहि " ॥

પ્રતિબિંબ વાદમાં પુરૂષાર્થ આત્મનાશ બને છે તેજ મુક્તિ છે. લિંગ શરીર વિદ્યમાન છે ત્યાં જીવન્મુક્તિ બનતી નથી. અવિદ્યા અશુદ્ધ ને અંતઃકરણે અશુદ્ધ, અશુદ્ધમાં પ્રતિબિંબ પડતું નથી. છતાં માનીએ તો લિંગ પક્ષમાં ઉપાધ બનેલી રહે છે. અર્થાત્ સંસાર ભ્રમણ વિદ્યમાન રહે છે. ઉપાધિના અભાવે અથવા મુક્તિ થાય પણ જીવન્મુક્તિ તો નહિજ.

ઇશ્વર બ્રહ્મનું પ્રતિબિંબ; જીવ ઇશ્વરનું પ્રતિબિંબ; એમ લેતાં મુક્ત જીવ બ્રહ્મનું પ્રતિબિંબ થશે. બ્રહ્મ નહિ થાય. એ સ્થિતિમાં

શ્રુતિ વિરોધ છે કારણ ब्रह्मविद् ब्रह्मैव भवति. " માટે પ્રતિબિંબ વાદ મિથ્યા છે. વેદ સંમત નથી. અને તેથી આંતરિક દૃષ્ટિવાલા સજ્જનને તે માન્ય નથી.

યુક્તિ માત્રથી " तत्त्वमसि " ઇ. થી વિદ્યા પ્રકટતી નથી. તે કહેવામાં પ્રયોજન જૂદું છે. જીવ તથા જડનું પ્રથક નિરુપણ છે બ્રહ્મની સર્વ રુપતાનુ નિરૂપણ છે. પ્રતિબિંબ હોત તો જીવને " नत्वमसि " કહ્યું હોત. જે ઉપદેશમાં " तत्त्वमसि " છે. તે એક પદ નથી. પણ નવ પદો છે. તે સર્વથી એક આખો ઉપદેશ છે. તે સર્વ મળીને એક મહાવાક્ય છે. માત્ર એક પદ 'तत्त्वमसि" માત્ર માહ વાક્ય છે. એમ કહેવું તે યોગ્ય નથી. જો એમ ન હોત તો ફક્ત તે એકજ વાક્યમાં ઉપદેશ પૂરો કરત. નવ પદોથી કહેત નહીં માટે બરોબર સિદ્ધ થયું કે જીવ બ્રહ્મનો અંશ છે. બ્રહ્મનો કે ઇશ્વરનો પ્રતિબિંબ જીવ નથી.

હવે जगत् विषे કહેવામાં આવે છે:—

## —जगत्—

જેમ જીવ બ્રહ્મનો અંશ છે. તેમજ પૃથ્વી જલ વગેરે જડ પદાર્થ પણ બ્રહ્મના સદંશથીજ ઉત્પન્ન છે. " यथोर्णनाभिःसृजते गृहते च; यथापृथिव्या मोषधयः संभवन्ति; यथा सतः पुरुषात् केश लोमानि; तथाऽक्षरात् संभवतीह विश्वम् " ॥ ( मुं--उप० ); બ્રહ્મ, જીવ, ને જગતની આમ વ્યવસ્થા છે. તેથી શુદ્ધાદ્વૈત ( બ્રહ્મવાદ ) ના સ્વરુપનું શ્રીમદ્ વલ્લભાચાર્યજી મહારાજ એમ નિરુપણ કરે છે કે—

" आत्मैव तदिदं सर्वं सृज्यते सृजति प्रभुः
त्रायते त्राति विश्वात्मा ह्रियते हरतीश्वरः " ॥

નામ રુપાત્મક બધું જગત્ આત્મા છે. તે બ્રહ્મ જગતને ઉ-પજાવે છે તે સ્વયં ઉત્પન્ન કરવામાં આવે છે. તેજ વિશ્વાત્મા રક્ષક છે. ને રક્ષિત પણ તે છે. તેમજ સંહારક છે અને સંહારને પામનારે તેજ છે. "आत्मैव तदिदं सर्वं" "तदिदं ब्रह्मैव" આ એનો અર્થ પુરી રીતે ગ્રહણ કરવાનો છે કે સર્વ જગત્ બ્રહ્મ છે એમ બુદ્ધિ અનુસાર પકડો નિશ્ચય કરવો જોઇએ. જગતને બ્રહ્મરુપ સમજવું તેજ બ્રહ્મવાદ છે તેથી બીજી રીતનો મત કલ્પીત મત છે. પૂરો વિચાર કર્યા વગરનું કથન છે મોહ માત્ર છે.

સ્વાત્મ નિરુપણમાં શ્રી શંકરાચાર્યે જે એમ ભાવથી કહ્યું છે કે, આ જગત્ શું છે ? તેનું રૂપ શું છે ? કેમ ઉત્પન્ન શા કારણે થયું ? વગેરે જ્ઞાનવાને શોચવાનું નથી. આ વિશ્વ માયા છે એમ માનવું આમ કહીને માયાવાદ પ્રતિપાદન કરવામાં પુરો વિચાર કરી કહ્યાનું જણાતું નથી એમ શ્રીમદ્ વલ્લભાચાર્યજીના કહેવાનો સાર છે. વિચાર કરવાને તેઓ શ્રી આજ્ઞા કરે છે અને વિદ્વાન્ તેજ કે જે વિચાર કરવાને યોગ્ય હોય છે—ખૂબ વિચાર કરી લેવો ભૂ મંડળના સર્વ તત્વ વેત્તાઓ ખૂબ વિચાર કરે એજ પ્રાર્થના છે.

માયાવાદનો સ્વીકાર કરવામાં પરિણામ આ છે કે "**शास्ता न शास्त्रं**" ઇત્યાદિ. અર્થાત્ ન શાસ્તા છે. ન શાસ્ત્ર છે; ન શિષ્ય ન શિક્ષા છે. નતું છે. નહું છું. ન આ પ્રપંચ ( સૃષ્ટી ) છે. પુણ્યે નથી. સુખ નથી. દુઃખે નથી. તીર્થ નથી વેદ નથી, યજ્ઞ નથી. વગેરે વગેરે કાંઇજ નથી. પણ શ્રીમદ્ વલ્લભાચાર્યજીનો બ્રહ્મવાદતો ઉપરોક્ત રિતિથી જગતની રચના અને સ્થિતિને સમજાવે છે તેના અધ્યયનથી સ્વકર્તવ્યનો બોધ થાય છે. જગત્ પ્રત્યે, બ્રહ્મ પ્રત્યેના કર્તવ્યનું ભાન આવે છે. શ્રુતિસંમત આ વાદ હોવાથી આત્માને સંતોષ આપે છે. તેના આધારે આત્મ કલ્યાણ બની શકે છે વિ-દ્વાન લોગ અન્યાન્યવાદોની આ બ્રહ્મવાદ સાથે તુલના કરી લે એજ અંતમાં સવિનય પ્રાર્થના છે.